# રાષ્ટ્રીય ગરબા સંગ્રહ.



કીંમત બે આના.



# રાષ્ટ્રીય ગરબા સંગ્રહ

અને

# સ્વરાજ્ય ગર્જના.

સંગ્રહ કરી છપાવનાર,

શા [illegible]

[illegible]

સુધારા વધારા સાથે

આવૃત્તી પહેલી.

સંવત ૧૯૭૬. પ્રત ૪૦૦૦.

કીંમત બે આના.

# સ્વધર્મ

## ગરબો ૧.

( રાગ-કામણ દીસે છે અલબેલા તારી આંખમાંરે ) *

સજની પુણ્ય ભુમીમા જન્મ લઇ તે શુ કર્યું રે ?
જનની જન્મ ભુમીનું હિત હૈયે ના ધર્યું રે ?
લાડ કોડથી જેણે ઉછેર્યાં,
ધર્મ નીતિ સસ્કારે પ્રેર્યા.
તેની સેવામાં શીર જાય તો શું થયું રે ? સજની૦
દેશ દાઝ કો દી નવ જાણી,
પ્રેમભક્તિ અ તર નહિ આણી,
સાચે તેનુ જીવતર તો એળે ગયુ રે૦ સજની૦
પામર જન તો તેને કહીએ,
નામ કો દી તેનુ નવ લઇએ,
સ્વાર્થ સુખમા દેશ હિતને ના ગણ્યું રે૦ સજની૦
મહીલા માન વધારો મહીમાં,
ઉત્તમ કાર્યો કરી અવનીમાં,
વીરાંગના પાછુ શું હઠવુ જે ડગ ભર્યું રે૦ સજની૦
જીવન સફળ તો કયારે થાયે,
દેશ યજ્ઞે સર્વસ્વ હોમાયે,
ભક્તી ભાવથી ઉર ઉદધી ઉછળી રહ્યુ રે૦ સજની૦

અવસર મળે નહિ ઉત્તમ આવો,
દેશ સેવાનો લેવા લ્હાવો,
પશ્ચાતાપ પાછળથી થાયે જો ટાણું ગયુ રે૦ સજની૦

(લેખક—મણીલાલ જેઠાભાઈ દેશી—નડીઆદ.)

ગરબો ૨.

સ્વરાજ લેવુ સ્હેલ છે

પરદેશી કાપડ છોડો, ને સુંદર ખાદી પ્હેરો,
મારી બ્હેનો સ્વરાજ લેવું સ્હેલ છે
ભભકાને ફેસન છોડો, જાડી ખાદી પણ પ્હેરો મારી બ્હેનો.
આળસ પર નિંદ્રા ત્યાગો, રેંટીયા શું પ્રીતિ બાંધો મારી બ્હેનો.
ખાદીની ધુન લગાવો, ખાદીનુ તાન જગાવો મારી બ્હેનો
ખાદી તાકા લઇ ફરજો, સૌને તમ જેવા કરજો મારી બ્હેનો.
ઘરમા સૌને સમજાવો, ખાદીનો મંત્ર પઢાવો મારી બ્હેનો.
વીવા કે મરણા ટાણે, ખાદી વાપરજો કાણે મારી બ્હેનો
શાળા સરકારી નમાલી, છોડાવો એની ગુલામી. મારી બ્હેનો.
વણનારો તાણો વાણો, અત્યજને બધુ જાણો મારી બ્હેનો
સભ્યો થાજો સૌ વ્હેલા, પા રૂપીયો આપી વ્હેલા મારી બ્હેનો.
મર્યાદા ખોટી છોડો, પામર બંધનને તોડો. મારી બ્હેનો.
મંડપ ઉપર દીવો, ગાંધીજી ઘણુ જીવો મારી બ્હેનો.
મંડપ ઉપર દીવો, શૌકત મહમદ ઘણું જીવો. મારી બ્હેનો.
મંડપ ઉપર દીવો, ભારતના પુત્રો ઘણુ જીવો. મારી બ્હેનો.

## ગરબો ૩.

રાગ—તમે અજાણ્યા અમે જાણીએ રે,
મારો પાલવડો નવ તાણીએ રે

મહાત્મા સુદામાપુરીમાં અવતર્યા રે,
માતા મહાલક્ષ્મી કુખે જનમીયા રે,
લીધો દેશ હીત કાજે અવતાર રે;
ગાંધીજી, રાજનગર રળીયામણું રે ૧
યુવાવસ્થાએ આફ્રિકા સંચર્યા રે,
ત્યાંતો દેશનાં દુઃખ હૈયે ધર્યા રે,
છોડયું સબળ સત્યાગ્રહ શસ્ત્ર રે,
ગાંધીજી, રાજનગર રળીયામણું રે. ૨
દુ ખ વેઠયા કારાગૃહનાં દોહ્યલા રે;
દેશ કાજે ગણ્યા તેતો સોહ્યલાં રે,
ધ્રુજ્યા શત્રુને સર્યાં સહુ કાજ રે,
ગાંધીજી, રાજનગર રળીયામણું રે ૩
ત્યાંથી પુનઃ સ્વદેશ પધારીઆ રે,
દેશ બંધુએ કુ[illegible]ડે વધાવીઆ રે,
કીધો રાજનગરમા નીવાસ રે,
ગાંધીજી, રાજનગર રળીયામણું રે. ૪

સાબરમતીનાં નીર અતિ નીર્મળા રે,
ત્યાતો બાપુજી આશ્રમ કરી રહ્યા રે;
કીધુ દ્વારકા સમુ શુભ ધામ રે,
ગાધીજી, રાજનગર રળીયામણુ રે. ૫
ખેડાના ખેડુત શરણે આવીઆ રે,
સત્યાગ્રહના શસ્ત્રે બચાવીઆ રે,
ચંપારણુમાએ વાગી હાક રે,
ગાધીજી, રાજનગર રળીયામણુ રે ૬
યુરોપમા વિગ્રહ જાગીઓ રે,
દુનિયામાં દાવાનળ લાગીઓ રે;
કીધી સરકારને તમે સ્હાય રે,
ગાધીજી, રાજનગર રળીયામણુ રે ૭
ત્યાતો વિગ્રહનો અત આવીઓ રે,
કાળો કાયદો ઇનામમા આલીઓ રે,
તે તો રાઉલેટ નામે પ્રખ્યાત રે,
ગાધીજી, રાજનગર રળીયામણુ રે ૮
જાગ્યુ ભારતવર્ષ નિદ્રા થકી રે,
ધુમ્યા તીલક માલવિયા મહારથી રે,
મહમદ શૌકત લજપત નેરૂ રે,
ગાધીજી, રાજનગર રળીયામણુ રે ૯
સભા ભરી જલીઆનવાળા બાગમા રે,
ત્યાંહી ડાયરે ઘોર જુલમ કર્યો રે;

માર્શલ-લોએ સહ્યાં નિર્દોષ રે,
ગાંધીજી, રાજનગર રળીયામણુ રે ૧૦
ખિલાફતે અસહકાર જનમીયો રે,
નોકરશાહીને મનમા ન ભાવીયો રે,
હિંદુ મુસલીમ ઐક્યતા સાધી રે,
ગાંધીજી, રાજનગર રળીયામણુ રે ૧૧
ગાંધીજી સ્વરાજ્યની શરતો એમ ભણે રે,
ખાદી પહેરોને ચરખો ફેરવો રે,
લેજો સુતરને તાંતણે સ્વરાજ્ય રે,
ગાંધીજી, રાજનગર રળીયામણું રે ૧૨
નિજ દેશનું હિતજો ચિંતવો રે;
પટ પરદેશી ઝટપટ પરહરો રે,
શુદ્ધ ખાદી સજો શણગાર રે,
ગાંધીજી, રાજનગર રળીયામણુ રે; ૧૩
શિખ સુણજો ગાંધીજીની આટલી રે,
મોહ-જાળને નિશ્ચય વિદારજો રે,
આજ્ઞા ધારીને કરૂ પ્રણામ રે,
ગાંધીજી, રાજનગર રળીયામણુ રે ૧૪
દિવ્ય મત્ર સુણો મોહન તણો રે,
અવતાર તેતો પ્રભુનો ગણો રે,
કર્મવીર કસ્તુરબાના કંથ રે,
ગાંધીજી, રાજનગર રળીયામણુ રે. ૧૫

## ગરબો ૪.

લેખક—દોશી મણીલાલ જેચંદદાસ મુ નડીઆદ

રાગ—( ઓધવજી સદેશો કહેજો શ્યામને ]

સાંભળ સજની વાત કહું આજે નવી,
દેશ બંધુઓ નીશદીન જાતા જેલજો
સ્વતંત્રતાનું ધર્મ યુદ્ધ ચાલી રહ્યું,
મરવું ગણીયુ સ્વરાજ્ય માટે સ્હેલજો સાંભળ ૧
સરકારે ઘડીઓ તો કાળો કાયદો;
ચમકી ઉઠયો સુણતા આખો દેશજો.
ગામે ગામ પડી હડતાળો હિન્દમા,
અશાન્તિએ પ્રજામા કર્યો પ્રવેશજો, સાંભળ ૨
જુલ્મ કીધો જલીયાવાળા બાગમાં,
નિશસ્ત્રો પર ચલાવી ગોળી બારજો.
નિર્દોષીના જાન અને લાજો લીધી,
ઘોર કૃત્યનો " ડાયર " છે કરનારજો. સાંભળ. ૩
ગાંધીએ સમજાવ્યા બહુ સરકારને,
રાજ ભક્તીથી સાચો કરી સહકારજો.
સત્તા ભરેલે પણ કાંઇ વળીયું નહિ,
નીરાશ થઇને કરીયો અસહકારજો. સાંભળ. ૪
ગાંધીજીએ ધર્મ યુદ્ધ આરંભીયું,
હિન્દ તણા સુપુત્રો થયા શામેલજો.

માતૃ ભુમીની સેવા સ્નેહે સ્વીકારીને,
હક્ક માગતા હરખે જાતા જેલ જો  સાંભળ. ૫
દેશ હીતને કારણ દુઃખ વેઠી રહ્યા,
તન મન ધનની કીધી નહિ દરકાર જો
સત્ય શાન્તીનુ શસ્ત્ર ગ્રહ્યુ છે હસ્તમા,
ગુણીયલ 'ગાંધી' તેના છે સરદાર જો.  સાંભળ. ૬
દોષ નથી કંઇ દેશભક્તોનો એ સખી,
ન્યાય નીતિ ને પુરા છે ચાહનાર જો.
પ્રાણાતે પણ અધર્મને ના આદરે,
સાચુ કહેતા શીક્ષા દે સરકાર જો.  સાંભળ. ૭
સ્હાય થશે સત્યનો બેલી છે શ્રીહરી,
પ્રજા તણું તો બીજું શું છે જોર જો.
અતીશય અનીતિ ઇશ્વર ના સાખી શકે,
મસ્તાનીના ઉતારશે મદ તોર જો  સાંભળ. ૮
દુઃખ દેખીને દેશ બંધુના એ સખી,
મોજ શોખનો જુઠો તજીએ મોહ જો
વસ્ત્ર વિદેશી લેઇને પતીત હુ ના થઉં,
નહિ કરે નહિ કરૂ દેશ તણો હું દ્રોહ જો.  સાંભળ ૯
મણીલાલની વીનતિ જો ઉરમા ધરો,
સુંદર ખાદી ખંતથી પ્હેરો અંગજો.
જેલ ગયેલા મ્હેલે વ્હેલા પધારશે,
સ્વરાજ્યને પણ લેતા આવે સંગ જો  સાંભળ. ૧૦

## ગરબો. ૫

( રાગ સુરત બગડીમાં મારૂ મન મોહ્યું. )

સુંદર ખાદીમા મારૂં મન મોહ્યું.
સુતરને તાતણે સ્વરાજ્ય લેઇશું,
સ્વરાજ્ય લેઇશું ને સ્વતંત્ર થૈશું,
દેશનો ઉદ્ધાર કરીશું હો બેન. સુંદર. ૧
ખાદી પહેરીને હું તો સાસરે ગઇતી,
સાસુજીએ મ્હોં મચકોડયા હો બેન. સુંદર ૨
શાને સાસુજી મ્હારા મ્હો મચકોડે,
મ્હેતો મારી ફર્જ બજાવી હો બેન. સુંદર. ૩
હાથે કાતીને હું તો હાથે વણું છું,
તેમાં આનંદ ઉર વાધે હો બેન સુંદર. ૪
ખાદી પહેરીને હું તો મામા ઘેર ગઇતી,
મામીએ મ્હોં મચકોડયાં હો બેન. સુંદર. ૫
શાને મામી મ્હારાં મ્હોં મચકોડે,
ખાદીથી દેશ આબાદી હો બેન સુંદર. ૬
ખાદી પહેરીને હું તો કાકા ઘેર ગઇતી,
કાકીએ મ્હોં મચકોડયાં હો બેન. સુંદર. ૭

શાને કાકી મ્હારાં મ્હો મચકોડે,
ખાદી તે મ્હારે રાયજાદી હો બેન સુંદર ૮
ખાદી પહેરીને હું તો માસી ઘેર ગઇતી,
માસીએ મ્હો મચકોડયા હો બેન. સુંદર ૯
શાને માસી મ્હારાં મ્હો મચકોડે,
વિદેશીએ ડાટ વાળ્યો હો બેન. સુંદર ૧૦

× × × × × ×

દેશ ડુબ્યો પરતંત્ર દશામા,
વિદેશી વસ્ત્ર પ્હેરીને હો બેન. સુંદર. ૧૧
ભુલ્યો કરીને ભીખ માગી ભારતે,
હજુએ આખ કેમ ખોલે ના બેન સુંદર ૧૨
હીત ધારીને કઇ હિન્દનું હેયે,
સ્વદેશી વ્રત સહુ લેજો હો બેન સુંદર ૧૩
જન્મ લીધો પુણ્ય હિન્દ ભુમીમા,
કો દી કૃતઘ્ની ન થઇએ હો બેન. સુંદર. ૧૪
સાચો ધરમ ગણી દેશ સેવાનો,
ઘેર ઘેર રેંટીયા રાખો હો બેન. સુંદર. ૧૫

( લેખક—દેશી મણીલાલ જેચંદદાસ નડીઆદ )

## ગરબો. ૬

રાગ—(ગાડી આવી ગુજરાત અગન ફેરી ગાડીરે આવી.)

ખાદી ધરોને અંગ, સહીયર સહુ ખાદી ધરોને,
ઉરમા લાવીરે ઉમંગ, સહીયરે સહુ ખાદી ધરોને
સાખી—વસ્ત્ર વીદેશી પ્હેરીને, દુખી થયો બહુ દેશ
હીત ચાહો જો હિન્દનું,
તેનો સંગ ન કરશો લેશ—સહીયર
સાખી—તજો મોહ વિદેશનો, મમતા ધરો સ્વદેશ,
જનની જન્મ ભુમી છે,
એજ જીવન આદેશ—સહીયર.
સાખી—ભુખે મરે ભારતજનો, દયા હૃદયમા હોય;
સુખ ઇચ્છો જો સર્વનું,
ફેશન કરો નહિ કોય—સહીયર.
સાખી—ખાદી આબાદી કરે, કરે દુખ સહુ દુર;
સ્વતંત્રતાને આપીને;
સ્વરાજ્ય લાવે જરૂર—સહીયર.
સાખી—દેશ હીતને કારણે, ગયા ઘણા જન જેલ,
ગાંધીનું કહ્યુ માનીયે,
તોતો સ્વરાજ્ય લેવું સહેલ—સહીયર.
ખાદી ધરોને અંગ.—સહીયર.

[ લેખક—મણીલાલ જેચંદદાસ દોશી નડીઆદ).

## ગરબો. ૭

રાગ—( ગિરીધારીરે વાત કહુ તે વિચારો )

દિનાનાથ હવે ભારતનું દુઃખ હરજો,
પ્રભુ મુક્ત ગુલામીથી કરજો
ઝુલ—ઇચ્છા સ્વરાજ્યની ઉર દાખોરે,
મત્ર શાંન્તી હવે જાપોરે,
મુળ ઇર્ષા તણા સહુ કાપોરે;
કરી ઐક્ય હવે, અધિક આત્મબળ ભરજો, પ્રભુ
દિનાનાથ હવે, ભારતનું દુઃખ હરજો, પ્રભુ
ઝુલ—કાતી રેટીએ હાથે વણજોર;
નરનારી અંગે ખાદી ધરજોરે,
વિદેશી વસ્ત્રનો ત્યાગ કરજોરે,
ધર્મ યુધ્ધે ખુશીથી મરજોરે,
ડર છોડી હવે, જેલ સરકારની ભરજો, પ્રભુ
દિનાનાથ હવે, ભારતનું દુઃખ હરજો પ્રભુ
ઝુલ—અલી ભાઇઓને પકડયા જ્યારેરે,
શંકરાચાર્યને લે ગયા ત્યારેરે,
ગાંધીજીને કીધા કેદ ત્યારેરે;
રાખી શાન્તિ તમે અતિ ભારેરે;
ગુરૂ ગાંધીનીરે, આજ્ઞા સૌ ઉર ધરજો, પ્રભુ
દિનાનાથ હવે ભારતનું દુઃખ હરજો; પ્રભુ

## ગરબો. ૮

( રાગ—પુનમ ચાદની ખીલી પુરી અહીં રે )

ભારત ભાગ્યોદયમા રૂડો રૂપાળો રેંટીઓરે,
મનહર સુખકર દુ:ખહર દયાનીધી, એ દેવ,
પ્રીતે પધરાવોને મદીરમા સૌ માનુનીરે.
સાખી—જુનો પુરાણો રેટીઓ, ફરતો હતો અહમાય,
તજ્યો તેહને જ્યારથી, દુખી થયા સૌ કોય.
તેના પાપે પરદેશીની ગુલામીમા પડયારે,
કરશે મુક્ત તમોને જીવન પ્રાણાધાર,
પ્રિતે પધરાવોને મદીરમા સૌ માનુનીરે ભારત
સાખી—કપાસ ભારત દેશનો, પરદેશી લઇ જાય;
આપે વીસ કરોડને, બાસઠ ઘસડી જાય.
આવે ખોટ ખરી અહીં બેતાળીશ કરોડનીરે,
એથી દેશ આપણો બહુ દુર્બળ દેખાય,
પ્રિતે પધરાવોને મદીરમાં સૌ માનુનીરે. ભારત.
સાખી—અણમુલું આ દેશનો રૂડો રેટીઓ સ્હોય,
ફેરવજો ધરી ટેકને, અધિક આનંદ હોય,
કાંતી હાથ વણેલાં-વસ્ત્રો અગે ધારજોરે,
અવિનાશી કહે થાશે દેશ તણો ઉદ્ધાર,
પ્રીતે પધરાવોને મંદીરમા સૌ માનુનીરે. ભારત.

## ગરબો. ૯

( રાગ—ગીરધારીરે વાત કહુ તે વીચારો )

સુણુ સજની ર, શિખામણુ કહું સારી;
તમે જોજો જરૂર વિચારી—ટેક.
ભારતની રે ભાગ્ય દશા પરવારી;
કરે રૂદન માત બિચારી.
ઝુલ—દયા દિલમાં તેની ધારી રે, કરો સેવા સત્ય સ્વિકારી રે;
થાજો ભારતને ઉપકારીરે,
સુખી સમજોરે, સમય તણી બલિહારી—તમે જોજો ૧
બ્રાહ્મણની રે, સત્તા પણ પરવારી,
ક્ષત્રી બળ હીણુ લાચારી,
ખેડુતની રે, થઈ છે ખુબ ખુવારી,
દિન દશા દિવસ દુખકારી.
ઝુલ—થયા વણુજ વિનાના વેપારીરે, ભારતમાં વધિયા ભિખારીરે,
બધો દેશ બન્યો બિમારી રે,
સુખ ત્યાગો રે, સ્વદેશ હિત નરનારી—તમે જોજો. ૨
ફેશનની રે, ફોગટ શી ! ફિસીઆરી,
તન મન ધનને હરનારી;
અત્યાગ્રહ રે, શસ્ત્ર સબળ ભયહારી,
દ્રઢ ધિરજ ઢાલ તમારી,
જય ઈચ્છું રે, સ્વદેશ હિત જયકારી—તમે જોજો. ૩

પણુ કરજોરે, પળ પળ પ્રેમ પ્રચારી,
પ્રાણુની બની બિન દરકારી;
સહી લેજોરે, સંકટ ધિરજ ધારી,
નિજ ચારિત્ર દેજો ચિનારી.
ગુણ-બળ આત્મ સંયમનું વધારીરે,
હજો હિન્દ માતાને હિતકારીરે;
સ્હાય કરશે શ્રી ગિરીધારીરે;
મણિ મળશેરે સ્વરાજ્ય શુભ સુખકારી. તમે જોજો.

લેખક—( ભાઇશ્રી ગોવર્ધનદાસ ગાંધી. નડીઆદ. )

---

## ગરબો ૧૦

તમે મુકીને મનની પ્રમાદીરે;
ભ્હેની મ્હેરોની ખાદી
ખાદી પહરે તે શાહજાદી રે;
ભ્હેની મ્હેરોને ખાદી. ટેક.
ખાદી તે આદિ અનાદિ આ દેશે;
દેશની કરતી આબાદી રે. ભ્હેની. ૧
વિધ વિધ વસ્ત્ર વધારે છે વ્યાધી;
ખાદી હરે તન બાદી રે. ભ્હેની. ૨
ખાદી વિના બીજા વસ્ત્ર ઉપાધી;
આદી સ્વરૂપમાં સાદી રે. ભ્હેની. ૩

શાસ્ત્ર સકળનું છે સુત્ર સૂતરમા;
ખાદી વગર અરબાદી રે. બ્હેની ૪
સૂતરમા સૂતર છે એ રસ્તો;
ખાદી પ્રભુની પ્રસાદી રે બ્હેની ૫
ખાદી તે ખલક તણી મહાદેવી,
ખાદી તે દેશની દાદી રે બ્હેની ૬
ચદ કહે ચિત્તમા નિત નેહે,
ખાદી સ્વરાજ્યની ગાદી રે, બ્હેની ૭
લેખક—ભાઇચદ ગોવર્ધનદાસ ગાંધી નડીઆદ )

---

## ગરબો ૧૧

રાગ—( પુનમ ચાદની ખીલી પુરી અહીં રે )

સૈયર મ્હેરોની સૌ ખાદી અગે સ્નેહથી રે.
સુદિર શોભીતી છે સુખકર પુર્ણ પવિત્ર,
તેના તેજ થકી અજ્ઞાન તિમિર અળગુ થયું રે
દશ દિશ વ્યાપી કિર્તી જેની ચિત્ર વિચિત્ર,
ખાદી ખાતે ખલકે ખેલે ખુબ આનદમા રે. ટેક
સાખી—ખાદી ખલકે ખેલતી—ભગવતિ ગુણ ભડાર,
ઉર આપે આનદ એ—વંદુ વારવાર
દેશોદયમા દિસે દેવી સમ એ દિપતી રે,
કરશે વ્હેમ કુધારાં કેરૂ તે ખડન,
ભરશે ભાવ થકી ભૂતળ પર ભરે સપતી રે,

હર નિશ કરશે એતો સત્ય તણું મંડન—આદી. ૧
સાખી—મંડન કરશે સત્યનુ—સાથી સુતર સંપ,
કાઢે કલેશ કુસંપને—સંપ વસે ત્યાં જંપ
ચિંતામણી સમ ચારૂ ચમકે આદી દેશમાં, રે,
ઘર ઘર હરતી ફરતી ગોરી ગુણુલા ગાય,
ધન ધન કહેતીને લેતી તુજ પર ઓવારણા રે,
દિર્ઘાયુશ ભોગવજે આપે એ આશિષ.—આદી. ૨
સાખી—હતી તણાતી આપડી—મોહ પુરે લાચાર,
મોહન મળિયો મલપતો—કર ગ્રહી કાદી વ્હાર
મોહપુરેથી ખેંચી આદી કઢી બારણે રે,
આશ્રય ઓષધ આપી દિધુ શુભ સનમાન,
શાન્તિ આપીને સૂવાડી પ્રિતે પારણે રે
હેતે હુલાવીને કરતો નિત ગુણગાન;— આદી ૩
સાખી—હની દુરદશા તાહરી—પામી સતિ સત સંગ
અજર અમર અવની વિષે—નોતમ નિપની નંગ,
ઉત્તમ પદ્ધિ દિન પ્રતિ દિને પ્રભુતા પામતીરે રે,
આદી નગર વસાવ્યું સાબ્રમતીને તીર;
દેખે હરખે નિરખે સો જન પુજે પ્રેમથી રે,
ચંદ ચાહે છે ચિત્તમાં ભવની ભાગે ભીંડ.
આદી આંતે ખલકે ખેલે શુભ આનંદમાંરે —
લેખક—( ભાઇચંદ ગોવર્ધનદાસ આંધી પોળ નડીઆદ.

# ગરબો ૧૨

રાગ-( પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે. )
ચાલો-સહીયરો સ્વરાજ્ય મંત્રને સાધીએરે,
ભણીએ સ્વતંત્રતાના ગાંધીજી પાઠ,
લઈએ નવ પ્રતિજ્ઞા નવરાત્રીના દીનમાંરે
સાખી-પ્રથમ પ્રતિજ્ઞા રેંટીઓ-દુ:ખ ઉદ્ધારક દેવ,
કાંતિ જગ જીવાડીએ-પ્રીતે કરીએ સેવ,
સુંદર સુતર કાંતી ગ્રહમંદિર શોભાવીએ રે,
જેના તારે દીસતો ભારતનો ઉદ્ધાર,— લઈએ.
સાખી—સ્વરાજ્ય સુતર તાતણું-ખાદી દેશનું નુર,
દેશ સ્વતંત્રતા જો ચહો-(તો) વણીએ ખાદી જરૂર
ધરીએ અંગ ખાદીને આર્યા નામ દીપાવીએરે,
ટાળી ફેશનેબલ વિદેશી પરનો મોહ,— લઈએ
સાખી—ત્યાગી વિદેશી વસ્તુને-ત્યાગી વિદેશી વસ્ત્ર,
સંગ્રહ કદી ના કીજીએ-લઈએ સ્વદેશી વ્રત
કરીએ ત્યાગ વિદેશી ભીષ્મ પ્રતિજ્ઞા લીજીએરે,
જેથી સુખીઓ થાએ આર્ય તણો સંસાર,— લઈએ.
સાખી—આત્મોન્નતિને આદરી-રહી વ્યસનથી દુર,
દબાઈ વ્યસનથી ભારતી-પરતંત્રતાનું પુર.
રહેવા દુર્વ્યસનથી દુર સદા સંભાળીએરે,
કરીએ જગ સેવાની વ્રતીનો અભ્યાસ.— લઈએ.

સાખી—હિંદુ મુસલમીન એકતા–ધરી પરસ્પર પ્રીત,
સ્નેહે જગને જગાવીએ–પઢાવી પ્રેમની રીત.
વધાવી દિવ્ય સ્નેહને સ્નેહામૃત રેલાવીએરે,
જગ કર્મ માર્ગથ દેશોદ્ધારક મંત્ર,— લઇએ
સાખી—ધીરજ શીલતાને વળી–કદી ન કરીએ ક્રોધ,
શાન્તિ પાઠ સદા પઢી–ગજવીએ ત્રૈલોક.
વસાવી અન્ય ગુણોને અહિંસાવ્રત ઉજાળીએરે;
ઉજાળી ઉજ્જવલતાથી આત્માનો પ્રકાશ,— લઇએ.
સાખી—શીલ વ્રતની સાડી સજી–કરીએ ‌ સેવ,
કટુ વચન નાં ભાખીએ–રીઝે દેવાધીદેવ.
પતીના પૂજા થકીતો જગ લ્હાવો લેવાયછે રે;
જેના હરનીશ ગુણો બ્રહ્માદીક પણ ગાય,— લઇએ.
સાખી—લોક સેવામાં મચી રહી–રહી દુર્વ્યસનથી દુર,
ધર્મ આપણો જાણીએ–હણીએ ભારત ભૂખ.
ગમેતી કિંદ આબાદી સ્વાધીનતાને લાવીએ રે,
શીખવો પુત્ર–પુત્રીને જગ સેવાના સુત્ર,— લઇએ.
સાખી—નવરાત્રીના દીનમાં–પ્રતિજ્ઞા એ લેવાય,
આર્ય સન્નારીને બળે–સ્વરાજ્ય ઘર ઘર થાય.
સુધરે આર્ય બાળા તો ભારતને સુધારશેરે;
એતો રેલવશે અહીં સ્વર્ગીય દિવ્ય સંદેશ— લઇએ.

( લેખક—ચતુરલાલ હિતમરામ પંડ્યા )

## ગરબો. ૧૩

—સ્વરાજ્ય વાંચ્છના—

રાગ—( વહાલા તમે પુરૂષ અમે નારી )

અમે હવે સ્વરાજ્ય લઇશું (૨)
લઇશું લઇશું લઇશુંરે, અમે હવે સ્વરાજ્ય લઇશું.
સ્વરાજ્યનો ઝુંડો ફરકાવી મુક્ત ગુલામીથી થઇશુંરે;
અમે હવે સ્વરાજ્ય લઇશું.
વિદેશી વસ્ત્રનું દહન કરીને, ખાદી અંગ ધરીશુંરે,
અમે હવે સ્વરાજ્ય લઇશું.
મહાસભાની આજ્ઞામાં રહીને, કાયદાનો ભંગ કરીશુંરે;
અમે હવે સ્વરાજ્ય લઇશું.
હસતા હસતાં જેલમાં જઇશું, જેલને મહેલ માનીશું રે,
અમે હવે સ્વરાજ્ય લઇશું.
કૃષ્ણ જન્મનું સ્થાન છે સુંદર, અધિક આત્મબળ ભરીશુંરે,
અમે હવે સ્વરાજ્ય લઇશું
મરીશું, પણ નહિ મારીએ કોઇને અડગ સત્યાગ્રહી રહીશુંરે,
અમે હવે સ્વરાજ્ય લઇશું.
અબુલદાર કાઢે કઢી ડોળા, તેથી હવે નહિ ડરશું રે;
અમે હવે સ્વરાજ્ય લઇશું.
સાચી સલાહ મહાત્મા ગાંધીની, અવિનાશી ઉર ધરશુંરે;
અમે હવે સ્વરાજ્ય લઇશું.

## ગરબો. ૧૪

(રાગ—ઓધવજી સદેશો કહેજો સ્યામને.)

સ્વદેશની મમતા મનથી નવ મૂકીએ;
સોએ સો કદિ સંકટ આવે શીશજો,
ચુરા થઇ પડીએ પણ ચીત નવ ચુકીએ;
સ્વદેશનું શુભ ચિંતવીએ દિન નીશજો. સ્વદેશની. ૧
જન જાતીનો દેહ ધર્યો જે દેશમાં,
તે ભૂમિને ગણીયે માતા તુલ્યજો.
હૈડે ધરીએ હેત વિશેષ હમેશમાં;
ઉત્તમ ગણીએ અંતર મહિ અમુલ્યજો સ્વદેશની. ૨
સદૈવ કરીએ યત્ન સ્વદેશ સુધારવા;
કામ પડે તો કરીએ તન કુરબાનજો.
વળિ શ્રમ કરીને ઉદ્યોગ નવીન વધારવા,
સ્વદેશ તરતો કરવા ધરીએ તનજો. સ્વદેશની. ૩
રાષ્ટ્ર તણા દ્રોહી કદી થઇએ નાહ,
મળતું હોય ત્રીલોકી રાજજો.
દેશ દ્રોહી કરી સુખી કોઇએ નવ થયા,
દેશળ-આધવ મુવા છે વિણુ મોતજો. સ્વદેશની ૪
દેશ તજી પરદેશે વિચે જઇએ કદી;
પણ બહુ ધરવો સ્વદેશ ઉપર પ્રેમજો

સ્વસ્થાનકથી હીલે ઉદાસી નવ થવું;
નિજ જનિતાથી હેત ન તજીએ જેમજો   સ્વદેશની ૫
મરણ પથારી પર તો સો પ્રાણી મરે,
કહીએ તેની કાયા ગઈ ન કામજો
જે કાયા કુરબાન સ્વદેશ લીધે કરે,
ન જુગ તેના રહ્યા છે નિશ્ચળ નામજો   સ્વદેશની ૬
સંપ વધે સૌ જનને જેમ સ્વદેશમા;
એવા એવા કરીએ અધિક ઉપાયજો
કષ્ટ ન પામે કોઇ કુસંપ ક્લેશમાં;
સંપી જપીને સૌએ સુખીઆ થાયજો   સ્વદેશની ૭
પોતાના ટંટા પોતે પતાવજો,
સમજુ હોતો જસો ન કદી સરકારજો.
પંચજનોની પાસે ન્યાય કરાવજો,
ખચીત નહિ તો થાશો ખુબ ખુવારજો   સ્વદેશની ૮
સ્વદેશમા જે કોઇ કુસપ કરાવશે,
નિશ્ચય જાણો પાપી તેનું નામજો.
હિન્દ તણા અણમૂલા હીરા જે હતા,
કીધો જઇને જેલ મહીં મુકામજો.   સ્વદેશની ૯
કર્મ કાળું કર્યું કાકુએ ધનના લોભથી,
કરાવ્યો વલ્લભીપુરનો વીનાશજો.
અનેક જનને અતિ સંકટ ઉપજાવીયું;
દુર્જન તેને કહે છે સૌ ઇતિહાસજો,   સ્વદેશની. ૧૦

## ગરબો. ૧૫

રાગ—( પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે )

સહુ ગુણી શાણી હિન્દ તનુજા સાંભળોરે,
થયો ફેશનથી આ દેશ સહુ પાયમાલ;
માટે ફેશન કેરો ત્યાગ તમે સત્વર કરોરે ૧
આપી ગુરૂ ગણીને રાષ્ટ્રીય શિક્ષણ લ્યો તમેરે,
કરજો વસ્ત્ર વિદેશી વ્હાલી બ્હેનો ત્યાગ;
એમા હિત સમાયુ વ્હાલા હિન્દુસ્તાનનુંરે ૨
બારીક વસ્ત્રોથી કાયા ઉઘાડી દીસતીરે,
તેથી ધર્મ સતીનો જગમાંથી તમ જાય,
ખાદી અંગે તમારૂં સુંદર રીતે ઢાકશેરે ૩
એની અનસુયાને ભારત ભક્ત સરોજનીરે,
દેશ ઉદયનો કરતા શુભ ઉદ્યોગ,
કીર્તિ જગમાંહી ઈતિહાસો ગાશે તેહનીરે. ૪
ઘાયલ ઘણું થયું છે હિન્દ ગવન્ ઘાયલ થકીરે,
છીંટો છાયલથી ભારત ભિક્ષુક થાય,
આબાદી દીસે છે દેશ તણી ખાદી થકીરે ૫
રાષ્ટ્ર ઉદ્ધારક શોભે સુંદર રેંટીઓરે,
તાર સુતરમા છુપાયું સ્વરાજ્ય;
સ્વદેશી વ્રત શીખો ને શીખવો સહુને ભાવથીરે ૬

લેખક—( ચોકસી જડુલાલ ).

## ગરબો. ૧૬

( રાગ–રઘુપતી રામ ર્હદેમા રહેજો રે. )

ગુણીયલ મ્હારી બેન અસહકારી બનજોરે
તમે સાચો સત્યાગ્રહ કરજો ગુણીયલ.
આખા દેશની જેમા આબાદી રે
પહેરો ખંતથી સરવે એ ખાદી રે
ત્યારે કહેવાશો સ્વરાજ્ય વાદી ગુણીયલ ૧
પારદરશક પરદેશી સાડી રે
પહેરે કાયા તો દીસે ઉધાડી રે
એવી ફેશન નાખજો કહાડી ગુણીયલ. ૩
બગડી પોલકાં ને ફેન્સી ફરાગો રે
બહેનો સરવે એ સત્વર ત્યાગો રે
સાચી ભારતની તનયાઓ જાગો ગુણીયલ ૩
અતી લાડથી જેને ઉછેર્યા રે
જેણે રામ તણાં મન હેર્યા રે
એવા સીતાએ વનકુળ પહેર્યા ગુણીયલ. ૪
દેશ ભક્તમા નામના જેની રે
કીરતી જગમાં ગવાશેજ તની રે
એવા ધન્ય સરોજની બહેની ગુણીયલ ।૫
દયા દેશની દીલમાં આણી રે
મુકયા પરદેશી વસ્રોનાં પાણી રે
એવાં સરલાદેવી ચોધરાણી ગુણીયલ ૬

એની અનસુયાનાં જોઈ કામોરે
લીધો ભારતી માથે વીસામોરે
પ્રસન્ન થઈ કહ્યુ સ્વરાજ્ય પામો   ગુણીયલ. ૭
જેના માત પીતા હશે એકરે
વળી કુળમા હશે જો વીવેકરે
તે તો રાખશે સાચો આ ટેક   ગુણીયલ
કુળવતીને ઝાઝું શું કહીએરે
હવે આટલેથી છાના રહીએરે
જરા સમજે તેને શીખ દઈએ   ગુણીયલ. ૯
એનો મોટી તમારી આ ખામીરે
જોઇ ભારતી લજ્જા પામીરે
કવી રાવ કહે શીર નામી   ગુણીયલ. ૧૦

(લેખક–અંબાલાલ પ્રલ્હાદજી રાવ કવી નડીઆદ)

---

## ગરબો ૧૭.

મોહન હિન્દ કનૈયો !
  સ્વરાજ્યનો ગોવર્ધન તોળે   મોહન.
શકે ન તોળી બીજો એવો
  ભારત માનો છૈયો   મોહન.
ટચલી આગળીએ ગોવર્ધન તોળ્યો તેહ કનૈયો
સૂત્ર તાતણે સ્વરાજ્ય તોળે ભારત માનો છૈયો   મોહન.

અધર્મ ટાળી ધર્મ સ્થાપવા જન્મ્યો હિન્દ કનૈયો,
"કે" ભારત ભયભીત નીહાળી શું આવ્યો વ્રજભૈયો. મોહન.
સોળ સહસ્ર ગોપી મનહારી બંસીનો બજવૈયો,
સ્વરાજ–આને ચિત્ત હરે એ અસહકારી લડવૈયો. મોહન.
કંસે દેખ્યો મલ્લ અખાડે મૃત્યુ રૂપ કનૈયો,
વદેશીએ જોઈ કાળ રૂપ એ પૂર્યો જેલ કનૈયો. મોહન
મોહન ત્હારા આત્મ ભોગથી ભુલાવ્યો આજ કનૈયો,
કર્મ યોગીને ચરણે નમતા જાણું એજ કનૈયો. મોહન.

---

## ગરબો ૧૮

(રાગ–રઘુપતી રામ રૂદેમા રહેજો રે.)

સુણો બ્હેની આ સમે શીખ સારી રે,
સુખ સાચું છે સાદાઈ માંહી. સુણો. ૧
મોજ શોખને વૈભવ છોડો રે,
દેશ સેવામા મનડુ જોડો રે,
હિન્દ માતાના બંધન તોડો સુણો. ૨
પ્હેરો પ્રેમે પનોતી ખાદીરે,
એમા હિન્દ તણી આબાદી રે,
પર સુણો. ૩
રેંટીયા ઘરઘરમાહી ચલાવો રે,
કજીયા ને ટંટા અટકાવો રે,
લાખો લક્ષ્મી લુંટતી બચાવો , સુણો ૪

રેંટીઓ ગુલામી હઠાવે રે,
જોર દુશ્મન તણું ના ફાવે રે,
દુઃખ દારિદ્ર દૂર જાવે સુણો. ૫
દુઃખીયાંની આતરડી ઠારો રે,
મરેલાને વધુ ના મારો રે,
રેંટીઆથી દેશને તારો સુણો. ૬

---

## ગરબો. ૧૯

(રાગ—ઓધવજી સદેશો કહેજો શ્યામને)

ભારતનું હિત ચાહો ચતુરા ચિતથી,
આ—ભારતના હિતમા હિત સૌનું હોયજો;
ભારતનું ભાવી છે ભગિની હાથમા,
બાળપણામા દે બાળકને બોધજો ભારતનું ૧
કુમળુ ઝાડ નમાવે તે રીતે નમે,
વૃક્ષ થએ ના વાળ્યું તેહ વળાયજો;
ત્યમ બાળકના હૃદય કમળપર પ્રેમથી,
જેવા પૂરે તેવા રંગ પૂરાયજો. ભારતનુ. ૨
વિદ્યા વિનય વિચાર તણા બી વાવવા,
દયા ધર્મને સ્વતંત્રતાની સાનજો,
માત પિતા ગુરૂ જનની સેવા આદરે,
સ્વદેશની શેવાનું આપો જ્ઞાનજો. ભારતનું. ૩

સત્યાગ્રહિનું શિક્ષણ શિશુને શિખવો,
તત્વ તર્ક અર્થ શાસ્ત્રના અગ્રજો,
ચારિત્ર કેરા ચિત્રો ચિતરો ચિત્તમા,
ભારત-મણિ ભૂમિ બદલાશે રંગજો. ભારતનુ ૪

( લેખક-ભાઇચંદ ગોવર્ધનદાસ ગાંધી નડીઆદ. )

---

ગરબો ૨૦.

રાગ-( છેટા છેટા રે નંદના છૈયારે. )

આઘો આઘો વિદેશી ફેરીઆ રે, (૨)
મારા આંગણીઆ અભડાય રે. આઘો.
બાર ખુલ્લા મારાં ખુલ્લી બારીઓ રે, (૨)
મારા દ્રવ્ય ડેલી બ્હાર જાય રે આઘો.
મારા અર્ધ ભુખ્યા બાડરૂ રે, (૨)
બાળે ભોજનીયા ધુળ થાય રે. આઘો.
માથે ધોળી ટોપી ધોળા આંગલા રે, (૨)
બાળુડાં મારા બળી જાય રે. આઘો.
મારાં દુધમલ મીઠડાં મોંઘલારે, (૨)
એની આરોગ્યતા અટવાય રે. આઘો.
તારાં રૂગ દારૂનાં ડોલચા રે, (૨)
મારા પિતૃ ને દેવ દુભાય રે. . આઘો.
મારાં ભોજન પુજન ભુલાવતો રે, (૨)

માન કીર્તનીયા કચવાયરે. આધો.
ભમરાળી આંખોમાં ભુરકીરે, (૨)
કર્મ, ધર્મ ને અર્થ લુટાયરે. આધો.
ક્ષેત્રપાળ જાગ્યા આ ખાકીના રે, (૨)
એની આંખ રાતી ચોળ થાય રે આધો.
જે લાખો કરોડો લુંટતો રે,
હવે હિન્દ ન લુંટવાય રે. આધો.

---

# બે બ્હેનોનો સંવાદ.

## ગરબો. ૨૧

---

( રાગ–રીસાયા રસીક સગાથે રાધા )

સહકારી—

મનેરે ખાદી લાગે ના વ્હાલી,
હું તો મ્હારે ફૅશને રહી મ્હાલી—
મનેરે ખાદી લાગે ના વ્હાલી૦
વિદેશીરે વસ્ત્રો મન હરતાં,
અતી હર્ષ થાયે ઉર ધરતાં,
સૌન્દર્યમાં વૃદ્ધી સદા કરતાં—
મનેરે ખાદી લાગે ના વ્હાલી૦

અસહકારી—

ભયંકર ભુલ બ્હેની કરતી,
વિદેશી દેશનું ધન હરતી,
ભુખે તેથી ભારત પ્રજા મરતી—
ખાદી દેશ આબાદી કરતી૦

સહકારી—

દેશીરે નથી ફેક્ટ કંઇ દેતા,
દોઢા કરી દામ પોતે લેતા,
સુખેથી મહેલ મહી રહેતા—
મને રે ખાદી લાગે ના વ્હાલી.

અસહકારી—

ભલેરે દામ દોઢા તે લે છે,
દેશનું ધન દેશ મહી રહે છે,
ગરીબોને રોટી તો મળે છે—
મને રે ખાદી લાગે બહુ વ્હાલી૦

સહકારી—

પીહારે બ્હેની પરની ના કરીયે,
સુખે મોજ શોખ કરી ફરીયે,
જરી લોક નિંદાથી ના ડરીયે—
હું તો મ્હારે ફેશને રહી મ્હાલી૦

અસહકારી—

બેનીરે એવા સ્વારથી ના થૈયે,
જરા દેશ દાઝ દીલે ધરીયે,

હિત કેમ હિન્દનું વિસરીયે—
આલુષણ ખાદીના ધરીયે૦

સહકારી—

બેનીરે તારૂં સત્ય છે કહેવું,
દેશ હિતે દુઃખ સદા સહેવું,
ગાંધીજીનુ કહ્યું માની લેવું—
વિદેશીનુ નામ નોહ દેઉં૦

( લેખક–મણીલાલ જેઠાભાઈ દોશી. નડીઆદ. )

---

ગરબો ૨૨.

( રાગ–મલ્હારરાવના ગરબાનો )

છોડી આશ્રમ બાપુ ચાલીઆરે, સ દેશો દેતા જાઓરે ગાંધીજી
હિંદના હીરા વિયોગ સાલસેરે.
સ દેશો પ્યારા સાભળોરે, ફરતી વિદેશીની જાળરે ભારતવાસી.
રે ટીચો વિયોગ વિસરાવશેરે.
પીતળ લોટા જળે ભર્યારે, દાતણ કરતા જાઓરે ગાંધીજી
દાતણ કરશું વાટમારે, ફરતી વિદેશીની જાળરે ભારતવાસી
સુંદર પ્યાલા તેલે ભર્યારે, મરદન કરતા જાઓરે ગાંધીજી.
મરદન મુકયા વેગળારે, ફરતી વિદેશીની જાળરે ભારતવાસી
તાબા કુંડીયો જળે ભરીરે, નાવણ કરતા જાઓરે ગાંધીજી.
નાવણ કરશું ટ્રેનમાંરે, ફરતી વિદેશીની જાળરે ભારતવાસી

ગાંધી રસોઈઓ બેય રહીરે, ભોજન કરતા જાઓરે ગાંધીજી
ભોજન કરશું જેલમારે, ફરતી વિદેશીની જાળરે ભારતવાસી.
પાનસોપારી એલચીરે, મુખવાસ કરતા જાઓરે ગાંધીજી.
મુખવાસ મુબારક શોખીનનેરે, ફરતી વિદેશીની જાળરે ભા૦
સુંદર પથારીઓ પાથરીરે, આરામ લેતો જાઓરે ગાંધીજી.
આરામ લેઈશુ આત્મમારે, ફરતી વિદેશીની જાળરે ભા૦
નવજીવન બાલ બોલાવતુંરે, બાપુજી લખતા જાઓરે ગાંધીજી.
થોડું લખ્યું ઘણું કરી માનજોરે, ફરતી વિદેશીની જાળરે ભા૦
ક્યાથી આવ્યા વિદેશીઓરે, કીધો પરતંત્ર આખો દેશરે ગાંધી.
ભુખ્યાં રડે ભારત બાલુડારે, નથી દેખાય પોતાનો દેશરે ગાંધી
શહેર છોડી સુબા નીસર્યારે લીધી જેલની વાટરે ગાંધીજી.
મહમદ શોકત ને લાલા ગયારે, વ્હાલી કીધીછે એ વાટરે ગા
સ્વતંત્ર કરવી હોય માતનેરે, વ્હાલી કરજો એ વાટરે ગાંધી.
હાથ જોડી ગીરધર વિનતી કરેરે, ઉઠો સિંહોના બાળરે ભારત



વાંચો.         અને વંચાવો.

દમ તથા ઉધરસના દર્દ...

# ખુશ ખબર



અમોએ દમ જેવા મહા ભયંકર રોગનું નિવારણ કરવા માટે ઘણોજ પરિશ્રમ લઇ તેમજ ઘણા વર્ષોની જુની અને તાત્કાળીક આરામ કરે તેવી વનસ્પતિઓમાંથી શોધેલી ચીજોની બનાવેલી છે. દમ અને ઉધરસની [illegible] ખાધાથી એકવીશ દીવસ આરામ થાય છે અને [illegible] સુધારે છે તથા શરીર પુષ્ટ બનાવે છે. એક વખત વાપરી ખાત્રી કરો. કીં. પડીકા નંગ ૨૧) નો રૂ ૧. પોસ્ટ ખરચ રૂ ૦-૬-૦ જુદું.

અગાઉથી પૈસા મોકલનારને પોસ્ટ ખર્ચ માફ

મળવાનું ઠેકાણું,

શાહ ભટ્ટની કંપની.

ઠે. માડવીની પોળમાં શેઠની પોળ

ન ૩૨૭૭–અમદાવાદ.

તા. ક:—ફાયદો નથી પડયો એવું સાબીત કરનાર ધર્મથી પૈસા પાછા આપવામાં આવશે.